બનામે ખુદા.

# મુસલીમ ચિતાર.

## મુસલમીન સંસારી નાટક.

છપાવી પ્રસિદ્ધ કરનાર :—

શ્રી મુસલીમ એમેચ્યુઅર્સ ક્લબના માલેક.

લખનાર :—

મી० વરતેજવાળા "મનહર."

ભજવનાર :—

શ્રી મુસલીમ એમેચ્યુઅર્સ ડ્રેમેટીક સોસાયટી.

આ કોપી મુંબઈ મધે ડુંગરી માર્કેટની સામે આવેલા
શ્રી "મુસલીમ" પ્રીં પ્રેસના માલેક અને મેનેજર
જનાબ સલામદ્દીન મહમદભાઈ શરીફભાઈ
અમદાવાદવાળાએ છાપ્યો.

સને ૧૯૨૦

આવૃતી ૧ લી  પ્રત ૨૦૦૦



કીમ્મત ચાર આના.

# ઉપકાર.

આ નાટક જાહેરમાં મૂકતી વખતે શ્રી **આર્ય નૈતિક નાટક સમાજના** બાહોશ માલિક **શેઠ નકુભાઈ કાલુભાઈ શાહે** પોતાના ઉંચા ખ્યાલથી અમોને ઉત્તેજન આપવા ખાતર પોતાની કંપનીના જાણીતા ખેલાડીઓ અમોને આપી જે કિમતી મદદ કરવાની મહેરબાની કરી છે તેને માટે, તેમજ મજકુર કંપનીના ચુનંદા મેનેજર **શેઠ હારાભશાએ** અમોને દરેક રીતે ઉપયોગી સગવડ કરી આપી અમોને ઉત્તેજન આપ્યું છે તેને માટે શેઠ નકુભાઈ કાલુભાઈ શાહ અને તેમના ભલા મેનેજરનો જેટલો એહસાન માનીએ તેટલો ઓછો જ ગણાશે.

ઉપરાંત

હાલમાં પ્રેસમેનોની અવ્યવસ્થા એ તો સાધારણ છે છતાં આ બુક છાપવા માટેની હોંશ અને લાગણીભરી કાળજીથી કામ ઉપાડી લેવા **ધી મુસલીમ પ્રીન્ટીંગ પ્રેસના** માલેક અને મેનેજર **ભાઈ ગુલામહુસેન મહમદ શરીફના** તેટલાજ આભારી છીએ.

**વ્યવસ્થાપક.**

# ખુલાસો.

---

લગભગ બધા ઉરદુ નાટકો મુસલમીન પાત્રો અને રાહરસમોથી ભજવાય છે પણ તેમાં મુસલમીન કોમને ઉપયોગી થાય તેવું કોઈ પણ સંગીન તત્વ કોઇ પણ ઠેકાણે બિલકુલ જોઇ શકાતું નથી. જ્યારે મુસલમીન કોમનો બહોળો ભાગ તે નાટકોનો લાભ લેતા આપણે હમેશાં જોઇએ છીએ.

જેથી આ **ધી મુસલીમ એમેચ્યુઅર કલબ** સ્થાપવાનો ખાસ હેતુ એ રાખવામાં આવ્યો છે કે શુધ્ધ મુસલમીન સંસારી સવાલો ચર્ચતા સુંદર નાટકો રજુ કરી આ આગળ વધતા ઉજળતા જમાનામાં કોમની ખોડ ખામીયો સ્પષ્ટ કરવાની તક લેવી.

આ સરૂઆતના ખેલ તરીકે જાણીતા મુસલમીન લેખક મી૦ **મનહર** પાસેથી એક ગુજરાત કાઠીઆવાડ તરફના મુસલમીનોની ચાલુ હાલત બતાવનાર એક સરળ ગુજરાતી નાટક લખાવવાનું નક્કી કરવામાં આવ્યું. અને તે ભાઇએ પણ ઘણી મ્હેનત અને ઊંડા અભ્યાસથી એક તેવુંજ સુંદર ચિત્ર દોરી આપી પોતાના મશહુર નામનો લાભ કોમ માટે અમને આપવાની જે કીંમત બતાવી છે તેને માટે તેમનો ઉપકાર માનીયે તેટલો ઓછોજ ગણાશે.

હવે જેમ હીન્દુ અને મુસલમીન એક થયા છે. તેમ આ નાટકના એમેચ્યુઅરોમાં હીન્દુ અને મુસલમીન બેઉને ભેગા કરી ભજવવાનું દુરસ્ત ધાર્યું છે. અને તેમાં ઉમંગથી ભાગ લેતા સર્વ એમેચ્યુઅરો તથા એકટરોનો તે માટે ઉપકાર માનવામાં આવે છે.

વળી હીન્દુ કોમ એકલપેટાપણાનો દોષ ન મૂકે માટે આ મુસલમાની સંસારી નાટકમાં એક ઉંચામાં ઉંચું હીન્દુ પાત્ર અમો રજુ કરી અમારી હીન્દુ ભાઇયો પ્રત્યેની એકદીલી પણ જાહેર કરીયે છીએ.

આવી રીતે અમો અમારા હીન્દુ ભાઇયો સાથે જોડાયલા હોવાને લીધે તથા ખુટના ચાલાક માણસો પગારથી પણ રોકેલા હોવાથી આ ખેલ **શ્રી મુસલીમ એમેચ્યુઅર્સ ડ્રામેટીક સોસાયટીને** નામે બહાર પાડવામાં આવ્યો છે કે જેથી કોઇને ગેરઇન્સાફ થવાનો સંભવ રહે નહી.

છેવટે ઉમેદ છે કે અમારી આ ઝહેમતભરી મ્હેનતને અમારા કોમી ભાઇયો ઉત્તેજનની નજરથી જોઈ મદદરૂપ થઈ અમોને આગળ વધારવાને મોટું મન બતાવશે. જેથી અમો પણ વધુ અને વધુ સંગીનપણે પગ ભેર થઈ કોમ સેવા બજાવવા સાથે આવા સાધનોથી કેટલાએક કોમી ફંડોને પણ લાભ આપી શકીએ અને અમારી મ્હેનતની સફળતા પણ ગણાય. આમીન, આમીન, આમીન.

સેક્રેટરી.

એફ. એસ. ફુરસતા.



# બે બોલ.

મ્હારો લેખન વિષય સાર્વજનીક છે. છતાં મુસલમીન કોમનો ઉપ-યોગી આ ખાસ વિષય મ્હારા પ્રેમી મુસલમીન મિત્રોના આગ્રહભર્યા નિઃસ્વાર્થ આમંત્રણને માન આપી લખવાની મ્હેનત મ્હેં કરી છે. આશા છે કે તે મહારા મહેનતુ મીત્રોની હોંશ અને ઉમંગથી હું સફળ થઈ મહારા મુસલમીન ભાઇયોનો ચાહ મેળવી શકું.

કોઈપણ નાટક કે રમન ગમતના સાધનોમાં મુસલમીન ભાઇ-યોની આગેવાન હાજરી એ નીશ્ચીત છે. જ્યારે કેટલીએક રીતે નાટકને શીખામણનું સ્થાન પણ બનાવી શકાય છે. જેથી આ ખાસ પ્રયોગમાં રમત ગમત અને આનંદ ઉલ્લાસની સાથે હીન્દુ અને મુસલમીન બેઉને સરખી રીતે સમજી શકાય તેવી મીશ્રીત ગુજરાતી સરળ ભાષામાં કેટલાએક મુસલમીન સંસારના ઉપયોગી સવાલોને સમાવી જોનારનેજ આપ મેળે ફરજીયાત ફડચો કરી ચોકસ વાત ગ્રહણ કરવી પડે તેવી ગોઠવણીવાળા પ્રસંગો મુકવાનો પ્રયત્ન કર્યો છે.

મુંબઇમાં મહારા સ્વદેશ સેવાના પ્રયોગ પછી આ બીજો પ્રયોગ છે જેથી મુસલમીન કોમ ઉપરાંત મહારા હીન્દુ ગ્રાહકો પણ મ્હારૂં આ કાર્ય જોવાને લલચાય જેથી તેમની પ્રેમી ઇચ્છાઓને અનુકુળ આ પ્રયોગમાં હીન્દુ ડોકટરનું પોતાના મુસલમીન સ્કુલ ફ્રેન્ડ પ્રત્યે ઉત્તમો ત્તમ મીત્ર ધર્મ રજુ કરતું. એક પાત્ર ગોઠવવામાં આવ્યું છે. જે ખરે-ખર મ્હારા આ પ્રયોગનું આદર્શ પાત્ર ગણાયા વિના રહેશે નહીં.

છેવટે તે કિરતારની દરબારમાં એક પ્રેમ ભર્યું નમન કરી આ પ્રયોગ રજુ કરતી મહારી કોમી સંસ્થાના આશ્રય દાતા, તેના ઉમંગી સંચાલકો, અને કાર્ય કરતા ઉમંગી એમેચ્યુઅરો તથા અનુભવી એક-ટરો સાથ મુંબઇની નાટક જોનારી મારી ગ્રાહક આલમનો એક સામટો ઉપકાર માની અત્રે વિરમું છું.

લખનાર.

બ નામે ખુદા.

# મુસલીમ ચિતાર.

## નાટકનો ટુંક સાર અને ગાયનો.

---

## બંદગી તથા મુસલમીન કોમને આશીશ.

---

### આગળની વાત.

મુસલમીન કોમ અસલથી મઝહબની પાબંદી અને વફાદારી માટે વખણાતી આવી છે; તેમ અબદુલ્લા નામનો એક નેક વફાદાર શખસ પોતાના મુર્ખ અને જુના જમાનાના બંધાણી મલીક સાહેબ નામના જમીનદાર માલીક પાસે નેક દીલની નોકરી કરતો હતો, જે જમીનદારની ઓરત ઘણી પાક અને શાણી હોવાને લીધે તે નોકરને ઘણી બરદાશથી પાળતી હતી, પણ કુદરતી કારણોને લઇ તે નેક ઓરત મોટી વયે બે બચ્ચાંઓ જેમાં ( ફીઝઆ નામની ) એક મોટી છોકરી અને ( ફરીદ નામનો ) એક નાનો છોકરો મુકીને નોકરના સંભાળનું કામ પોતાની મોટી છોકરી ફીઝઝાને સોંપી જન્નત નુશીન થઇ ત્યાર પછી બુઢ્ઢા જમીનદારની મુર્ખાઇનો ભોગ થઇ તે નોકર છેક બુઢાપામાં બર તરફ થયો અને પોતાના મા વિનાના બે બચ્ચાંઓ જેમાં ( ફજલુ નામનો ) મોટો છોકરો અને ( અમીના નામની ) નાની છોકરીને લઈ દુનયવી ગરીબાઇના હજારો દુઃખો ઉપાડતો પોતાની કંગાળ ઝુંપડીમાં આજે મોતને બીછાને પડેલો માલુમ પડે છે, જ્યાંથી આ નાટકની શરૂઆત થાય છે

# અંક પહેલો.

---

**પ્રવેશ ૧ લો—**

સ્થળ ઝુંપડી અબદુલ્લાની નાની છોકરી અમીનાનું પોતાના બાપના મોતના બીછાનાપર દીલ પીગળાવનાર કલ્પાંત પાછળથી પોતાની નેક માદરના પગલે ચાલનાર ફીઝાએ આવી મરતા અબદુલ્લા તથા અમીનાને હીમ્મત આપી બે ફીકર બનાવવા કોલ આપવો. પછી ફજ્જુના સ્કુલ ફ્રેન્ડ એક હીન્દુ ડોક્ટરે અબદુલ્લાને તપાસવા આવતા પોતાના ગરીબ મીત્ર પ્રત્યેના અજાયબ ઉદગારો છેવટે વફાદારીમાં અબદુલ્લાનું મરવું, સર્વેનું કલ્પાંત.

**ગંભીર ટેબ્લો.**

**પ્રવેશ ૨ જો—**

જમીનદાર મલીક સાહેબના નોકર ગફુલીઆની મુસલમીન કોમની હિન્દુસ્તાનની આગેવાનીના હિસાબ **આપો આપો કાકેણા** કરતા અફીણ તથા હોકાનાં બંધાણી મલીક સાહેબ અને તેના જોડીદાર શેરખાન સાથે તેની રમુજ રકાસ લીયાકત અને નઝાકતના મોટા ઇજારદાર પાગલ નવાબો નુરજમાલ અને નુરકમાલની હવાઈ નવાબીનો આશકી ચિતાર ગફુલીયાનો ગમતભર્યો ગડગડાટ અને જુના તથા નવા જમાનાના મુસલમીન કોમના ઝાહીલોનું સુંદર ચીત્ર.

**પ્રવેશ ૩ જો—**

આરાસ્તા મકાનનો ભાગ ફરીદની સાલગ્રેહ દુનીયાના ઇનસાનો પોતાની સાલગ્રેહને દીવસે શા માટે ખુશાલી કરે છે? તથા ફુલો વીગેરે બેટોના કારણોની સમજણ પાક બંદગીના દીવસે જુના અને નવા મીયાંભાઈઓની મુજરાની મજલસ અને રમુજી ટેબ્લો.

**પ્રવેશ ૪ થો—**

ફરીદ અને અમીનાની પદ્દા ઉપરથી થતી ચીઠ્ઠી મજાક જ્યારે ફેજ્જુ અને પ્રીઝઝાની દુપટ્ટા ઉપરથી થતી પાક પ્યારની નેક નીશાનીયો નાપાક નવ્વાબ રહેમાન-ખાનનો ફેજ્જુને જમીનદારના ઘરમાં જોઇ બળાપો.

**પ્રવેશ ૫ મો—**

નાયકા ગુલાબનું મકાન ગુલાબ તથા રહેમાનખાન એ બેઉની એક બાજાને છેતરવાની યુકતીઓ ઘરેણા દાગીના તથા મોટરમાં ફરવાની લાલચે ગુલાબે રહે-માનખાનના પ્રપંચમાં શામેલ થવું. જમાલકમાલની નવ્વાબી બેવકુફીના ગોટાળાની ગમત રહેમાનખાનના દોસ્તો સાથે સબના શરાબી દોર જેમાં એકનું દારૂ પી બેશુદ્ધ બની જવું જેને રહેમાનખાને પોતાની પાસેથી દુર કરી દેવો અને જમાલ કમાલને સાથે લઈ સર્વનું કાવતરૂં પુરૂં કરવા જવું.

પ્રવેશ ૬ ઠો—

મલીક સાહેબના મકાનનો ભાગ બેશુદ્ધ થયેલા છોકટાની સારવાર કરતાં મીત્ર પ્રેમી ડાકટરને મળેલી ફજજુ વીશેના પ્રપંચની ગંભીર બાતમી જે ઉપરથી તેને બચાવવા દોડી આવવું તપાસ તથા પોલીસની મદદ માટે જવું રહેમાનખાનની ટોળીનું ભયંકર કામ ફજજુને બેશુધ્ધ કરી ઉપાડી જવો બીજા કાવતરાની તઇયારી જ્યાં ડાકટર આવી જતાં સખત બાથમ બાથ લડાઇ જેમાં ઘરમાંથી ફરીદે આવી રહેમાનખાનને શરણ કરવો ડાકટરના ડરથી નાસતા જમાલ કમાલે ટોળીનું ભોપાળું ફોડી નાંખવું ડાકટરે ફજજુને બચાવવાની અડગતા લઇ જવું પાછળથી રહેમાનખાને ફરીદને છેતરવા જતાં તુરત તેને પોલીસે પકડી લેવો.

### સીન ટ્રાન્સફર

રહેમાનખાનના માણસોએ ભાગતાં ભાગતાં ફજજુને બેશુધ્ધ હાલતમાં વહેતી નદીમાં ફેંકી દેવો. પણ ડાકટરે મીત્ર માટે પોતાના પ્રાણની દરકાર ન કરતાં તેની પાછળ નદીમાં તુરત કુદી પડવું.

ટેબ્લો.



# અંક બીજો.

## પ્રવેશ ૧ લો—

ફીઝઆનું દીવાનખાનું ફજજુના દુખો માટે ફીઝઆનું કલ્પાંત અને વફાદારીનો બદલો વફાદારીથી વાળી આપવા ફજજુ પાછળ જવાનો પોતાનો અડગ વીચાર પણ બહેન તરફની ભાઇ તરીકેની વફાદારીમાં ફરીદે તેને તથા મલીક સાહેબ વીગેરેને સમજાવી ફજજુ પાછળ નીકળી જવું. ટેબ્લો.

## પ્રવેશ ૨ જો—

અઘોર જંગલ બીમારી હાલતમાં આવી પડેલા પ્રેમી મીત્રો ફજજુ અને ડાકટરનું ભુખ્યા તરસ્યા ભયાનક વીજળી અને વરસાદની ગર્જનામાં ભટકતા ફરવું જેસંગ અને મોડો નામના જંગલી ભીલોની પરમાર્થ ભરી બહાદુરીથી બન્ને મીત્રોનું અઘોર દુખમાંથી ઉજ્વળ સુખમાં આવી જવું.

## પ્રવેશ ૩ જો—

કેદખાનું પોતાના ગુનાહની ખોટી સમજણથી ખુદાના ઘરની સજાઓના વીચાર કરી સીધી રાહપર આવી ગએલી ગુલાબના ફેરવાયલા વીચારો રહેમાનખાનનો તેમાં તીરસ્કાર અને વધુ ફરેબ કરવા માટે દબાણ લીયાકત અને નઝાકતના નમુના જમાલ કમાલના હાલ હવાલ હાલ પણ મલીક સાહેબે તેને છોડાવી જવાથી તેઓની ખુશાલી પાછળથી મુર્ખ સંતરી ઓને દાવપેચમાં લઇ રહેમાનખાને ત્યાંથી ગુલાબ સાથે સંતરીયોના વેશમાં નાસી છુટવું. ટેબ્લો.

પ્રવેશ ૪ થો—

ફીરઝા અને અમીનાનું ફજળુ અને ફરીદ માટે કલ્પાંત ગફુલીયાર્થી વધારો.

પ્રવેશ ૫ મો—

વગર લીયાકત કે નઝાકતના સંતરીઓના હાથમાંથી રહેમાનખાન નાસી ગયાની છાપામાં છપાયેલી ખબર ઉપરથી જમાલ કમાલની લીયાકત અને નઝાકત માટે અફસોસ અને સરકાર તથા રૈયતને શાબાસગુ આપવાની સમજુતી ગડબડીયા ગફુલીયા સાથે ગમતમાં રહેમાનખાનને પકડવા જવા માટેનો ચોકસ ઠરાવ અને શેઠની બહાદુરી.

પ્રવેશ ૬ ઠો—

સ્થળ પહાડની ગુફા ડાકટર તથા ફજળુને ખોડા તથા જેસંગ તરફની આનંદની મહેમાની પછી રહેમાનખાન સાથે ફરજીયાત નાસી નીકળેલી ગુલાબનું તેને પણ છેટી ભટકતાં ત્યાં સંતરી વેશે આવી ચડવું જેનો શક ઉપરથી પકડતાં રહેમાનને પણ બાતમી પરથી પકડી લાવવો અને શોધમાં નીકળેલા ફરીદનું પણ માણસો સાથે ખબર મેળવી આવી પહોંચવું સર્વનો અણધાર્યો પ્યારભર્યો મેળાપ જ્યાં જમાલ કમાલ પણ રહેમાનખાનનાં શોધમાં ત્યાં આવી ચડતાં ઉલટા બીજાના હાથે તેઓ લુચ્ચાના સાથદાર હોવાના શકમાં ફરી તેઓનું પકડાઇ જવું સાથે ફરીદને હાથે રહેમાનખાનને, ખોડા અને જેસંગની મદદથી બેડીઓમાં કેદ કરી લેવો. ટેબ્લો.

# અંક ત્રીજો.

---

**પ્રવેશ ૧ લો—**

ફીઝઝા અને અમીનાની ખુશાલી સાથે અરસ પરસ મુબારકબાદી.

**પ્રવેશ ૨ જો—**

ગફૂલીયાના હાથમાં કેદી તરીકે સોંપાયલા જમાલ કમાલની ધમાલ પણ મલીક અને શેરખાને વળી પાછા તેમને શીખામણ આપી છોડી દેવા કે મોચીના મોચી.

**પ્રવેશ ૩ જો—**

સર્વનો ખુશાલી ભર્યો મેળાપ બાદ પોતાના મુસલમાન મીત્રને પોતાનો પ્રાણ ત્યાગવા તત્પર રહેનાર બહાદુર મરદ હીન્દુ ડાકટરના હીન્દુ મુસલમીન કોમની અઈક્યતા વીશેના ઉત્તમ વીચારો રહેમાનખાનનો પસતાવો અને માફી ગફૂલીયાના કહેવાથી ગુલાબનો ફીઝઝાની ચાકરડી થઈ પોતાની બાકીની ઉમર ગાળવાનો ઠરાવ અને છેવટે ફીઝઝા અને ફજલુ તથા ફરીદ અને અમીનાની શાદીનો પ્યારો અને સુખી સંબંધ ત્થા આનંદ, આનંદ, આનંદ.

# પાત્રોની પિછાણ.

## પુરૂપ પાત્રો.

**ફજ્જુ**...........અબદુલ્લાનો શોખીલો ફરજંદ.

**ફરીદ**...........મલિક સાહેબનો ફરજંદ.

**ડોકટર**...........એક મિત્ર પ્રેમી ખાનદાની હિન્દુ ગૃહસ્થનો કેળવાયેલ બેટો.

**મલિક સાહેબ**...જુના જમાનાનો જમીનદાર અંધાણી.

**શેરખાન**...........ખાનદાનનો જેતીગો.

**ઓઢો** / **જેસીંગ** ......નિર્દય હૃદયના જંગલી ભીલો.

**અબદુલ્લા**........એક વફાદાર નોકર ફજ્જુનો બાપ.

**ગરૂલીયો**...........મલિક સાહેબનો ગડબડીયો નોકર

**રહેમાનખાન**........એક નીચ હૃદયનો નાપાક નવાબ.

**જમાલ** / **કમાલ** ...લીયાકત અને નઝાકત હઝારદાર બે મુર્ખ નવાબો.

## સ્ત્રી પાત્રો.

**ફીઝઆ**......જમીનદાર મલિક સાહેબની પરગજુ અને શાણી બેટી.

**અમીના**......બુઢ્ઢા અબદુલ્લાની નાની બેટી.

**ગુલાબ**.........એક નાયકા.

ઉપરાંત સંતરી, સિપાઇ, ઇન્સ્પેકટર, સાહેલીઓ, પારસી તાતીયો, દારૂડીયા વિગેરે વિગેરે.

# બ નામે ખુદા.

# મુસલીમ ચિતાર

## નાટકના ગાયનો.

---

### બંદગી.

સહાય કરો ઓ ! સત્તાર

નમન તુજને વાર વાર

ધરીને પ્યાર ઓ ! દાતાર

સફળતાનો દેજે પાર

અમ અરજ દીલે ઉતાર

અમે નિજ કોમનું ફર્જ કામ કરવા હામ ધારી છે.

અહીંઆ કોહવી દીલે તેમાં આશ તારી છે

ધરીને પ્યાર ઓ ! દાતાર

**બાળાઓ—** ૨

પ્યારી મુસલમીન કોમ અમારી જગમાં પંકાજો—દિન દિન.

અમારી ઇજ્જત શાનો શૌકત લઇ ગાજી ગાજો (૨)

બધી બદિયો કોમ તણી ઝટ દૂર બના જાજો—બદિયો.

ઇલ્મ હુનરની રૂડી હદિસો ચિતમાં નિત રહાજો (૨)

ખરી તરક્કીના દુનિયાને આપો આવાજો—અહોનિશ

એક દીલી ઇસ્લામની પ્રીતે પાજો ને પાજો (૨)

બદૂલીયા— ૩

લોકો કહે છે આ દુનિયમાં મિયાં ભાઇની બલિહારી
ઝરી સદરીયો વાંકી ટોપી રૂમાલમાં છાતી ન્યારી
ઊંચ ટંગડી ચાલ વાંકડી મોઢે પાનની પીચકારી
અકકડ ફકકડ ફરે ઇસ્કી થઇ એવડાની ઘુનકી ભારી
નહીં કોઇ તે સમ રંગીલા
આશક માશુકના ખેલ કરે
નહીં કોઇ તે સમ રસીલા
આ દુનિયામાં ક્વાલ અરે.
આ આ આ આ આ આ આ
હરતા ફરતા
કજીયા કરતા.
દીલ નહીં ડરતા મારે કે મરતાજ અરે—લોકો.

બદૂલ, અલિફ, શેરખાન, જમાલ, કમાલ | ૪

એ જી પધારો પધારો (૨)
જી આ લીયાકતે જી આ નઝાકતે
હું મરતાનો ચાલમાં છું હું પામલ હર હાલમાં —એ જી.
બડીયે બાંકે જવાન
પુરે પુરે પેલવાન
દર હશે નવાબી રૂવાબમાં
દરે થઇ જાઓ મારી દાબમાં
હાય લીયાકત હાય નઝાકત
નહીં શેરીયા સાહેબકું દુનિયાસે લેણા દેણા
સચી નવાબી ભરીહે ઇસમેં બાપો બાપો કહેણા
શું કેવણું શું કેવણું શું કેવણું—એ જી.

ફરીદ—

૫

અહા દીલ મારૂં આજે ખુશીથી ભરાયે.
ખુશીથી ભરાયે દીલ આ બાગ બાગ થાયે—અહા.
નજર મારી જ્યાં જ્યાં ફરતી
જણાતી આનંદની ભરતી
હર્ષના સમન્દર તરતી
ફરતી જણાયે—અહા.

ફજલુ—

૬

ખુદાની બંદગી માટે જગતમાં જીંદગાની છે
ખુદા છે એક સાચો ને જગત સઘળું આ ફાની છે
હજારો બાદશાહોએ ભલે દુનિયા આ ડોલાવી
મગર આજે અહીં તેની નહીં નામો નિશાની છે
કહે જીન્નો મલક મોટા ફલક પર સર ઝુકાવીને
તખત તો તેજ છે કાયમ જે તખ્તે આસમાની છે
ફલાની સાથ સાચાને મને નિત માનિયે "**મનહર**"
નહીં મોજે મજાની જ્યાં જરાએ જાવેદાની છે

રીઝવા સહેલીયો—

૭

બ્હેનો સહુ ચાલો પ્યાર ધરીને આજે ઝુલતાં જઈએ
પલ પલ હર દમ હસતાં રમતાં અંતરના આશિશ દઈએ
સુંદર દિન આ સાલગ્રેહનો ખુશી દીલ સહુના ડોલે
ગાન તાન કરી ગુલિસ્તાનમાં આજે પંખી બોલે
એવી દીલની આશીશ દઈએ
મીઠી આ ફુલ છાબ ભરીને ફરીદમીયાંને વધાવો
વરસાવો વરસાદ ફુલોના આવો બ્હેનો આવો.
મીઠી દીલની આશીશ દઈએ

**ફીઝબા સહેલીઓ—** ૮

સુખમાં નિત શાદ રહી આનંદ ખુબ લઇ
જગ ફરજો
પ્યારા દીન જનના દુખ હરજો સુખ કરજો—સુખમાં.
હમ કોમી હમ વતનને, એક ગણી નિત નેક
વધજો આગળ ઇઝઝતે, નેક ધરી એ ટેક
પરવરને ખુશ કરવા, દુનિયાના દીલ હરવા
આ ભવસાગર તરવા કરજો કામ
થઈ નામી, ઇઝઝત પામી, જગમાં જામી
ખુશ રહો—સુખમાં.

**ગુલાબ—** ૯

કલતો ગાલી દે ગયો રે
આજે કયું છુપાએ કાના—કલ તો.
આજે કયું છુપાએ કાના, આજે કયું છુપાએ કાના
કલ તો ગાલી દે ગયો રે
કાલી કાલી કમલી વાલો
મીઠી મીઠી મુરલી વાલો
છોટા છોટા બંસરી વાલો—કલ તો ગાલી દે ગયો રે

**સાખી.**

બન બિંદરાબન કી બહાર, શોભા આજ કછુ ઓર
એસે હોરી બસંત મેં, રાધા નંદ કિશોર
બનમેં ધેનુ ચારનહારો
રાધાજીકો પ્રાન પ્યારો
નંદ કો છૈલો દુલારો
કલ તો ગાલી દે ગયો રે

અમીના— ૧૦

આજ ભોળી હું બાળા બિચારી બની
પુરી આજે કસોટીની વારી બની
મનડું મુંઝાય મારૂં
દીલ આ ગભરાય મારૂં
શરમે બનતું બિચારૂં
હાય આજે મારી આ કેવી લાચારી બની
આજ ભોળી.

ઝીઝ્ઝા, અમીના, ફરીદ— ૧૧

રહીયે બિરાદર જેની સાથમાં
તેનું હાથમાં ધરીયે જતન
રહે રબ રાજી એવી વાતમાં
(શું) જાત કે પર જાતમાં
આ બ્હેન મને ન શરમાવો
ના બ્હેન મને ગભરાવો
આ તમારા ન્યારાં ન્યારાં ન્યારાં
ન્યારાં બોલથી—રહીયે.

ઝીઝ્ઝા— ૧૨

મારા અલબેલા એ ગરવા પર હું તો દિવાની છું
હું તો દિવાની છું મને હરદમ મસ્તાની છું
બધું ધનમાલ છે નિસાર એનીએ ગરીબીમાં
નથી આ જાનની દરકાર એનીએ ગરીબીમાં
સહુ સંસારના છે સાર એનીએ ગરીબીમાં
જણાતા પાક પુરો પ્યાર એનીએ ગરીબીમાં
દીલ આ ડોલે એના બોલે
હું તો પાણી પાણી છું મારા

ગુલાબ— ૧૩

જાઓ પ્યારા બનીને નયન તારા ધુતારા
ઠગો છો શું ભોળી ભુલેલી આ નાર

જુઠા જુઠા કરી બહાના બનાવો
બતાવો છો જુઠો અંતરનો પણ પ્યાર—જાઓ.

મુખ કાંઇ બોલો
દીલ ન્યારૂં ખોલો

મીઠાં વેણુ બોલી ડોલાવીને ડોલો
એવી રીત ન હોય પ્રિત ચિત ચતુર ખોલો —જાઓ.

દીલજાન અમીના સહેલીયો— ૧૪

દુખ કોને જઈને કહું અરે
મને પાડી રહ્યો છે મારો પ્યાર
કરી આ ગમ અરે ઓ બ્હેન નહીં આંસુ ખરે
નહીં કલ્પાંત કરો મારો ધીર
ધીરા ઓ પ્યારા બ્હેની મારા ઘેલા શું થાઓ
જુદા સૌ કરશે મારૂં દુખ તમારૂં થાશે ન્યારૂં
બેની ઘેલાં શું થાઓ

કાફુર— ૧૫

છે મિત્ર ધર્મ એ મારો
નવ પ્રાણુ ગણ્યો લવ પ્યારો—છે૦
અગણીત સંકટ હો આને
પણ થાઉં ન કદી ન્યારો—છે૦
મિત્ર કાજ આ દેહ ગજે તો
ધન્ય સફળ જન્મારો—છે૦

દાદરા— ૧૬

મ્હારાં તન પ્રાણ છે કુરબાન જગમાં મિત્રને માટે
પ્રભુના ઘર તણું પણ માન જગમાં મિત્રને માટે
સગાંઓ કે સંબંધીઓ ભલે હો સર્વ અંતરનાં
વિના અંતર છે અંતર સ્થાન જગમાં મિત્રને માટે
મળે બે મિત્ર મન ભેળાં તો દેવો પણ ડરી જઇને
સદાએ આપતા સન્માન જગમાં મિત્રને માટે

ગુલાબ— ૧૭

ગજબ ! બનાવી બેડી પડીઓ ખુદાયા
કરણી ભરણી ખરી તુજ માયા—ગજબ.

નહીં કોઈ દીન આ દુનિયામાં
પાપીના ઠીક પાયા
સર્વ ગુનાહોની સરખી સજાઓ
શું ગાંડા કે ડાયા—ગજબ.

જન્નત દોઝખની આ જગમાં
પડતી સહુ પર છાયા
સમજુને સમજાવે એ તું
સુખન સદાએ ગવાયા—ગજબ.

ગુલાબ— ૧૮

બુરી દુનિયાનો સાહેબ નથી કોઈ જમાનો
નથી કોઇ જમાનો સાહેબ નથી કોઇ જમાનો—બુરી.

કરી કોઈ પાપો છાના ફોગટ મન ફુલવાના
હિસાબ એ લઇને પાના અંતે ખૂલવાનો—સાહેબ.

સરપર નક્કી જો મરવું શીદને કોઈ પાપ કરવું
ખુદાથી ડરીને ફરવું ખરો એ નિશાનો—સાહેબ.

ફીઝઝા— ૧૯

દીસતી ધરતી ઉજડ વેરાન—હાં. હાં.
નથી ઠરતાં તનડામાં પ્રાણ જરીયે
ગરીબ તણાએ દુઃખ સંભારી
તૂટી જાએ તન જાન.
આફતભરી એ જીંદગી એની નજર તરતી કરે
માલિક તુ કરજે રહમ આ જીગર એ વિનતિ કરે

અમીના— ૨૦

ઇનસાનમાં જ્યાં સાન છે જ્યાં સર ઉપર એહસાન છે
મલિકનું જ્યાં માન છે ત્યાં જાન પણ કુરબાન છે.

વફા છે નામ એનું ને હૃદયના એ સફાઈ છે
સદા જેમાં રહેલી અન્નદાતાની ભલાઇ છે

ન જેના ખ્વાબમાંયે પણ કદાપી બેવફાઇ છે
વફા બસ આ વફા એ જન્મની સારી કમાઇ છે

**જમાલ, કમાલ, ગરૂલ—** ૨૧

આ અકકડમાં થઈ ફકકડમાં
આસમાન સુધી જઈને દમમાં

છલ બલ કલ બલથી
પકડી તેને લાવીએ દમમાં

હા. હા.

જાન તણી પરવા નહીં કરતા
પ્યારી એક લીયાકતમાં

જે હરદમ આ દીલથી મરતા
બસ એક કઝાકતમાં

બનીને મોટા જઈ સંગાથે
પકડી જગડી બેડીયો હાથે
લુચ્ચાને લાવા લડીયે બાથે
શું માને મજા સરકારે (હમણું)

હા પકડો જઈ જકડો
અહિયાં ઉભા નહીં અકડો.

**બીલડીઓ—** ૨૨

છાણા વીણવા ગઈતી મુજને વીંછીડે કરડાવી
મરી ગઈ મરી ગઈ અરરરરરરરરરર
ઉતાર મારો વીંછીડો હું મરી છેલડા મરી

દીયરજી ઉતારે મુને આંખે આંસુ આવે
મરી ગઈ મરી ગઈ અરરરર—ઉતાર.

સસરોજી ઉતારે મુને લાજ ઘણેરી આવે
મરી ગઈ મરી ગઈ અરરરર--ઉતાર.

પરણ્યોજી ઉતારે મુને ટાઢી લેરૂં આવે
જીવી ગઈ જીવી ગઈ અહાહાહાહાહાહા--ઉતાર.

**રીઝવા-અમીના—** ૨૩

શી ઉછળે આજ ખુશાલી

સુખના દીન આવ્યા ચાલી

થઇ પુરણ આશા અંતર વ્હાલી............ઉછળે

બ્હેન ભાઇને ભેટી પ્યારે
તન મન સહુ તે પર ઓવારે

દીધો ખુદાએ એ દીન....હાં...હાં

ખીલી ગઇ સહુ કળી કળી દીલની ડાળી......ઉછળે.

**રીઝવા-અમીના—** ૨૪

પ્યારી દુલારી આજે થઇ તું અમારી,

બ્હેની બનો ન બાવરા (૨)

આન બાન તારી હવે વધશે સહુ શાનમાં

મળશે સહુ માનમાં

બ્હેન આગી બોલી ના બનાવો ના બનાવો

નહીં નહીં હવે છેક માન ખાઓ

રાખો નહીં દૂર થાઓ થાઓ થાઓ
ભેટીયે પ્યારથી આઓ આઓ આઓ........બ્હેની
જરા થોડા શરમાવો હવે જાઓ જાઓ જાઓ
ભિખારી હું હારી તમારી હુશિયારીથી નહિ સતાઓ
ઓ વાહરે મારી બેન રે વાહરે તારા નેનાં.....બ્હેની

**જમાલ-કમાલ**
**મલીક-શેરખાં** — ૨૫
**ગફૂલ—**

હાજી પધારો મીજલસમાં દીલ ખુશ ખુશમાં

આનંદ કરો આનંદ

બસ ચાલીયે આ લીયાકતમાં આ નઝાકતમાં

આનંદ કરો આનંદ

અચ્છી અકકલ અચ્છી બાતેં

આજે કરો આનંદ કરો આનંદ હાજી

સદા દીલ સાફ રખકે કામસે ઇજ્જત બડાઓ તુમ
અબી નાદાનપનકો છોડકે સીધે હો જાઓ તુમ
અચ્છી અકલ અચ્છી બાતેં

સમજ્યા બેટા ચાલો લયાકત હૈં બેટા...હાં...બેટા
ચલો નઝાકત ચુપ આપો ! આપો ! કા કેવણા
શું કેવણા શું કેવણા

**ફીરૂઝા–સહેલીયો—** ૨૬

આજ સખી રંગ નવા રંગે છે
અંતરનાં ઊંડા ઉમંગે છે
ઉમંગે ન રંગે કો સંગે જરા
અંગતો બિંજન કે અંગે વાહલા
આમ ભોળી નકામા સતાવો નહીં
એક ભોળીને નાહક બનાવો નહીં
આટલા ગુમાન કરો સમજી જાઓ સાનમાં
આ તો દુનિયાના ઢંગ સમજ્યા

# સમાપ્ત.

---

ધી મુસ્લીમ એમેચ્યુઅર્સ ડ્રેમેટીક સોસાયટીના માલેક
ફીદાહુસેન યુસુફ વરતેજવાળાએ પોતાને માટે
આલીવાલા બ્રાન્ડ થીએટરમાંથી પ્રસિદ્ધ કરી છે.